૨૭૧૯

# પરજીઆ સોની

# ધારો

પોતાની સ્વજ્ઞાતીને

તૈયાર કરનાર

વકીલ નહાનજી વી. ઝાલા

મહુવાકર

છપાવી પ્રસિદ્ધ કરનાર

રામજી ભગવાન સોની

મુંબઈ મધ્યે
રોઈ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યુ ...

સંવત ૧૯૪૨.

૨૭૧૮

# પરજીયા સોનીની ન્યાતનો ધારો.

પોતાની સ્વજ્ઞાતીના ભલાને માટે

તૈયાર કરનાર

વકીલ નહાનજી વી. ઝાલાભાઇ સોની ધકાણ

મહુવાકર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

રામજી ભગવાન સોની સુરૂ લાઠીકર.

મુંબઈ મધ્યે.

ફ્રેંડ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુઅલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

સંવત ૧૯૪૨. સન ૧૮૮૬.

२७१८

# પ્રસ્તાવના.

આપણ પરજીઆ સોનીની જ્ઞાતીમાં વેશવાળ, વીવાહ, અને ઘરઘરણાં વીગેરે બાબતમાં પોત પોતાની મરજી પ્રમાણે વર્ત્તવાથી અસલની રીત ભાતમાં હાલ ઘણો ફેરફાર થઇ ગયો છે. દીકરીનાં માબાપો અસલના કરતાં હાલ ઘણી મોટી રકમો લેવા લાગ્યા છે; તેમજ પ્રથમ એક ઠેકાણે દીકરીનું વેશવાળ કરેલું છતાં તેનાં માબાપો વીગેરે વગર કારણે પ્રથમના વર સાથે નહીં પરણાવતાં લોભને વશ થઇ મોટી રકમ લઇ બીજે ઠેકાણે પરણાવે છે, તેથી ન્યાતમાં ગરીબ હાલતના ઘણા સખ્સો વાંઢા રહે છે, ને તેઓ એવી હાલતમાં મોટી ઉમરે પહોચતાં એક ઠેકાણે પરણેલી ઓરતનો ધણી જીવતો છતાં વગર ફારગતીએ તેવી ઓરતને તથા તેના માવીતરને અવળ સવળ સમજાવી તથા કાંઇ લાલચ આપી લઇ જઇ પોતાના ઘરમાં ઓરત કરી રાખે છે, વીગેરે ન્યાતની રીત રીવાજ વિરૂદ્ધ કામો થવાથી નાતમાં કજીયા ટંટા અને ફીસાદનો વધારો થઇ પક્ષપાતથી કુસંપ બહુ વધી પડેલો છે. ને તેજ કારણથી ન્યાતનો ડર કોઇને

નહીં રહેતાં એક ઠેકાણે વેશવાળ કરેલી કન્યા કે પરણેલી ઓરત તેનો ધણી જીવતો છતાં તેમજ વીધવા થએલી ઓરતનું નાત શીરસ્તે લખણું થયા શીવાએ કેટલા એક સખસો બેધડકપણે પોતાના ઘરમાં લાવી બેઠા છે. ને એવા ઘણા દાખલા બનેલા સર્વે કોઇના જાણવામાં અને સાંભળવામાં આવેલા હશે. અને જો તેનો અટકાવ હવે ન્યાત તરફથી સખ્ત ઉપાયે કરવામાં ન આવે તો તેવા બીજા ઘણા દાખલા બનવાનો સંભવ હોવાથી તેનો અટકાવ થવા ન્યાત વિરૂદ્ધ કામો કરનારાઓને ન્યાતે પ્રથમથી ન્યાત બહાર મુકેલા છે. તેઓ ન્યાતમાં ક્યારે અને શી રીતે આવી શકે તે બાબતનો ખુલાસા ભરેલો ઠરાવ કરવા તથા હવેથી નાતમાં સર્વે કોઇ એક સરખી રીતે વરતે એ બાબતનો એક ધારો બાંધવાની ઘણી જરૂર માલુમ પડવાથી કેટલાક સમજુ ભાઇઓએ તે વાત લક્ષમાં લઇ તે કામ કરવા મને તથા મારા મિત્ર સોની રામજી ભગવાનને ઘણી વખત કેહેવામાં આવેલું અને તે વાત અવશ્યની જાણી તે કામ કરવા અમો બંને જણાયે માથે લઇ અહિંના તેમજ મુંબઇ, ભાવનગર, કાઠિયાવાડ, વીગેરેના ન્યાતીલાઓના એ બાબત વિચાર લેતાં સર્વે

ભાઇઓએ પોતાનો ખાસ વિચાર જણાવવાથી ઉપરના કારણસર મહુવા મુકામે સં૦ ૧૯૪૨ ના પોશ શુદ ૧૫ બુધવારને રોજ ન્યાતના આગેવાનોએ ભેગા થવા મુંબઇ ભાવનગર, કાઠિયાવાડ વીગેરે ઠેકાણે મહુવાની ન્યાત તરફથી કાગળો લખી બોલાવવામાં આવતાં આશરે બસેં માણસોનો મોટો મેલાવડો થયો હતો અને તેઓ અહિં (મહુવે) બાર દીવસ રહ્યા હતા. તેઓની પાસે "**પરજીયા સોનીની નાતનો ધારો**" જે મેં ઘડી કાઢેલો તે વાંચવામાં આવતાં તેઓ સર્વે ભાઇઓએ ઘણી ખુશીથી એક મત થઇ પસંદ કરી તે છપાવી બહાર પાડવાની ભલામણ કરવામાં આવેલી તેથી છપાવી બહાર પાડવામાં આવ્યો છે.—ને તેમાં છેવટના ભાગમાં હાલ સુધી ન્યાત વિરૂદ્ધ થઇ ગએલાં કામોની બાબતમાં ન્યાતે જે ઠરાવ કર્યો છે તે પણ જરૂરનો જાણી દાખલ કર્યો છે. આધારામાં લખ્યા વિરૂદ્ધ હવેથી જે માણસ કામ કરશે તે ન્યાતનો ગુન્હેગાર ઠરી તેમાં લખેલી શિક્ષાને પાત્ર થશે માટે સર્વે ભાઈઓએ આ ધારામાં લખ્યા પ્રમાણે સંભાળીને ચાલવું એવી મારી વિનંતી છે.

આ જગોએ જણાવવાને મને ઘણી ખુશી ઉપ-

જે છે કે ન્યાતના ખરા શુભેચ્છક મારા પરમ મિત્ર રામજી ભગવાન સુરૂ લાઠીવાળાએ આ ધારો બાંધવાના કામમાં મને ઘણી મદદ આપેલી છે એટલુંજ નહીં પણ તે ધારો પોતાના પદરનાં નાણાંથી છપાવી તેની એકએક પ્રત સર્વ નાતીલાઓને મફત આપવાને પોતે ઉલટ ભર મળેલી નાતને આવેશ બતાવી કબૂલત આપી. તે પ્રમાણે તેમણે પોતાનાં નાણાંથી આધારો છપાવી બહાર પાડયો છે માટે હું તેનો મોટો ઉપકાર માનું છું

અને બીજા સર્વે નાતીલાઓ પણ તેજ પ્રમાણે ઉપકાર માનશે.

મુકામ મહુવા બંદર. કાઠિયાવાડ.
સંવત ૧૯૪૨ ના પોશવદ ૧૩વાર
સોમ તા૦ ૧-૨-૮૬

**વકીલ નહાનજી વી. ઝાલાભાઈ.**

# પરજીઆ સોનીની ન્યાતનો ધારો.

## પ્રારંભ.

૧. આ ધારાનું નામ પરજીઆ સોનીની ન્યાતનો ધારો (કાયદો) એવું રાખવામાં આવ્યું છે. આ ધારો પરજીઆ સોનીમાં જ્યાં જ્યાં દીકરા દીકરીઓ વરાવવા પરણાવવાનો તથા ખાવા ખવરાવવાનો વ્યવહાર ચાલેલો છે, તથા હવે પછીનો જ્યાં જ્યાં એ પ્રમાણેનો વ્યવહાર ચાલશે ત્યાં ત્યાંના સર્વે પરજીઆ સોનીઓને લાગુ પડશે.

૨. આ ધારો સંવત ૧૯૪૨ ના વૈશાક સુદ ૪ શુક્રવારના રોજથી અમલમાં આવશે. એટલે સદરહુ તારીખથી જે જે કામો કરવાં તે આ ધારાને અનુસરીને કરવાં.

૩. સદરહુ તારીખ અગાઉ જે કામો જેણે ન્યાતના પ્રથમના રીવાજ વિરૂદ્ધ કરેલાં હશે તે બાબત ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે ઠરાવ કરવામાં આવેલો છે; તે પ્રમાણે અમલમાં આવશે.

## બાબ પેહેલો.

### વેશવાળની બાબત.

૪. વેશવાળ કરવાનો અધીકાર કન્યાના માબાપ કે ભાઇ હયાત હોય તો તેને, અને તેમાંનું કોઇ હયાત ન હોય તો એ કન્યાની જે માણુસ સંભાળ રાખતો હોય એટલે તેનું જે ભરણ પોષણ કરતો હોય તેને છે. અને તેજ પ્રમાણે ઉપર મુજબના સખ્સોને વર તરફનો પણ અધીકાર છે.

૫. આપણી ન્યાતમાં વરના તરફથી એક રૂપીઓ કન્યાના હાથમાં વેશવાળનો કરી આપવામાં આવેથી વેશવાળ થએલું ગણે છે; પણ હવેથી તેમ નહીં ગણતાં તે પ્રમાણે કન્યાના હાથમાં ફકત એક રૂપીઓ આપવાથી વેશવાળનો પ્રારંભ થયો ગણાશે. વેશવાળ થઇ ચુકયું એમ ગણાશે નહીં.

૬. જ્યારે બે ચાર ન્યાતીલાના રૂબરૂ કન્યાને વર તરફથી ચુંદડી ઓઢાડી તેના હાથમાં રૂ૧) આપી, કન્યા તથા વર તરફના માણસો સામા સામા ગોળ ખાઈ ચાંડલા કરશે ત્યારે વેશવાળ પૂર્ણ થયું ગણાશે.

૭. ઉપર મુજબ વેશવાળ થએથી રૂ૧) કન્યા ત-

રફના અને રૂ૧) વરતરફના માણસે ન્યાતમાં આપવો પડશે. અને તે પ્રમાણે આપેથી ન્યાતની બુકમાં વેશવાળ કર્યા સબંધીનો દાખલો વીગત સાથે નોંધવામાં આવશે, અને તે પ્રમાણે નોંધાવશે તે વધારે મજબૂત ગણાશે.

૮. કોઈ માણસને દેચ વિગેરેની ન્યાતારીતથી વધારે રૂપૈઆ લેવાની મરજી હશેતો તે બાબતની બોલી ચાલી વેશવાળ કરતી વખત કરવી, પણ તે બોલી દેચ વિગેરેની ન્યાતારીતથી પેહેલા વરને સારૂ વધારામાં વધારે રૂ૧૦૦) સુધી અને બીજા વરને સારૂ રૂ૨૦૦) સુધી જાસ્તી લેવાદેવાની થઈ શકશે, પણ તેથી વધારે રકમ કોઈએ લેવીદેવી નહીં. અને તે રૂપીઆમાંથી જેટલા રૂપીઆ વેશવાળ કરતી વખત લેવા દેવાનો ઠરાવ કર્યો હોય તેજ પ્રમાણે મળશે. અને જેણે વેશવાળ કરતી વખત દેવા લેવાની કાંઇ બોલી ચાલી કરી નહીં હશે, અને વીવાહ કરતી વખત દેચ લેવાની મરજી હશે તો દેચના રૂ૧૦૦) તથા બીજી ન્યાતારીત આ ધારામાં ઠરાવ્યા પ્રમાણે મળી શકશે. પણ તેથી વધારે મળશે નહીં.

૯. વેશવાળ કર્યા પછીથી છ માસની અંદર અને

ઘણામાં ઘણા બે વરસ સુધીમાં વરવાળાયે કન્યાને ઘરેણું લૂગડાં ચડાવવાં તેમાં લૂગડાંમાં એક રેશમી ઘાટ, તથા એક તારાળી ચુંદડી, તથા એક રેશમી ચણીયો, તથા એક રેશમી કાપડું, એ પ્રમાણે ચાર લૂગડાં રૂ૩૦) સુધીનાં આપવાં; અને તે શીવાય ઘરેણું રૂ૧૫૦) સુધીનું આપવું; તે ન્યાતારીતનું ગણાશે. પણ ચડાવેલું ઘરેણું કન્યાને પરણાવતી વખત વરવાળાને પાછું આપવું પડશે અથવા તેમાંથી કાંઇ ખવાઇ ગયું હશે તો તેની કિંમત મૂજરે આપવી પડશે.

૧૦. ઉપર મુજબ ઠરાવેલી મુદતમાં ઘરેણું લૂગડા ચડાવવાનો ઠરાવ કરવામાં આવ્યો છે, તેમ છતાં છેવટ પાંચ વરસની મુદત સુધીમાં બીલકુલ ઘરેણું લૂગડાં જો નહીં ચડાવશે, અથવા ઓછું ચડાવશે, અને તે પૂરૂં નહીં કરશે, અને તે બાબત કન્યાવાળા ન્યાત પાસે ફરિયાદ કરશે, તો વરવાળાને કહેવામાં આવેલું છતાં તે માનશે નહીં, તો તે ન્યાતનો ગુન્હેગાર ગણાશે. અને કન્યા બાબત ન્યાત જે ઠરાવ કરશે તે અમલમાં આવશે.

૧૧. આપણી ન્યાતમાં વેશવાળના ગળવનની બાબતનું કરીને લેવામાં આવે છે. અને તે કોઇ ઘરેણું અ-

ડાવતી વખત અને કોઇ વિવાહ કરતી વખત લેછે; માટે તે કન્યાવાળાની મરજી હશે તો ઉપરના બે પ્રસંગમાંથી એક પ્રસંગે વરવાળાએ નીચે મૂજબ ગળવનની બાબત આપવું.

૧૦) ગળવનના. ૧૦ કાપડાના.

૧૦) ગોળના. ૨) કન્યાને બાજોઠે બેસાડયાના.

૨) કન્યાને ખોળામાં બેસારવાના.

૨) જમ્યા પછી થાળીમાં મૂકવાના.

ઉપર મુજબ રૂ. ૩૬) થાય તેમાંથી રૂ. ૧૦) વરને સાળુ પાઘડીના આપતાં બાકી રૂ. ૨૬) છવીશ કન્યાવાળાએ વરવાળા પાસેથી લેવા તેથી વધારે કોઇએ લેવું નહીં.

૧૨. આપણી ન્યાતમાં કન્યાનું વેશવાળ થયા પછીથી તે પરણતાં સુધી હુતાશણીનો હારડો આપવાનો ચાલ છે. તે પ્રમાણે વર તરફથી આપવું. પણ કદી તે પ્રમાણે હારડા આપ્યા નહીં હોય, અથવા કોઇ હારડો પડયો હશે, તો તે પરણતી વખત મોટો હારડો પડયો હોય તો તેના પાંચ રૂપીઆ, ને નાનો હારડો પડયો હોય તો તેના બે રૂપીઆ મુજબ વરવાળાએ કન્યાવાળાને મુજરે આપવા પડશે.

૧૩. જે માણસને દેચ વીગેરે કાંઇ લેવાની મરજી નહીં હશે તો તે પ્રમાણે થઇ શકશે પણ દેચ શીવાય બીજી ન્યાતારીત વેશવાળની અને વીવાહની બાબત લેવાની હશે તો આ ધારામાં લખ્યા મુજબ લેવાને હરકત નથી.

૧૪. કોઇ કન્યાનું એક ઠેકાણે વેશવાળ કરેલું છતાં તેનો ખુલાસો કરાવ્યા શીવાય તે કન્યાને સવેલી બીજે ઠેકાણે કોઇએ દેવી નહીં. તેમજ કોઇએ લેવી નહીં.

૧૫. વેશવાળ કરેલી કન્યા ગુજરી જાય તો ચડાવેલાં ઘરેણાંમાંથી નાકની નથ યાને વાળી જે આપી હોય તે જતાં બાકીનું બધું ઘરેણું ૬ માસની મુદતમાં પાછું આપવું. પણ જો ગુજરી ગએલી કન્યાવાળો ઘરેણું ખાઇ ગયો હશે, અને તે નબળી હાલતમાં આવી ગયો હશે તો આપેલાં ઘરેણાંની બાબતમાં ન્યાત જે રીતે ઠરાવ કરશે તે પ્રમાણે થઇ શકશે.

૧૬. વેશવાળ કરેલો વર ગુજરી જાય તો ચડાવેલાં ઘરેણામાંથી નાકની નથ યાને વાળી જે આપી હોય તે જતાં બાકીનું બધું ઘરેણું તથા લીધેલા રોકડ અવેજમાંથી રૂ. ૨૬) છવીશ અબલા રૂબલાના વાળી લેતાં

બાકીનો અવેજ ૭ માસની મૂદતમાં પાછો આપવો એમ ન્યાતે ઠરાવ્યું છે.

૧૭. વેશવાળ થએલી કન્યાને કોઇ રોગ વીગેરેના કારણથી તેને નહીં પરણતાં કોઇ પડતી મૂકશે, તો કન્યાને ચડાવેલું ધરેણું વીગેરે આપ્યું હશે તે કન્યાવાળાને રેહેશે; તેમાંથી વરવાળાને કાંઇ પણ મળશે નહીં. પણ જો ધરેણું ચડાવ્યું નહીં હશે અથવા થોડું ચડાવ્યું હશે તો રૂ. ૧૫૦) સુધીની રકમ વરવાળાએ આપ્યા બાદ, કન્યા મેલી શકાશે, તે શીવાય મેલી શકાશે નહીં.

૧૮. કોઇ વેશવાળ કરેલી કન્યાના વરને ગરમીનું, તથા પક્ષઘાતનું, તથા વાઇનું ભારે દરદ થયું હશે, તથા તે આંધળો થએલો હશે, તથા તે નપુશંક માલુમ પડશે તો, અથવા જાતીભ્રષ્ટ થશે કે સાધુ બાવો થશે, અથવા દીવાનો થઇ ગયો હશે તો તેવે પ્રસંગે કન્યાના માવીતર કે વાલી વારસ ન્યાત પાસે અરજ કરશે તો, ન્યાતને વાજબી લાગ્યાથી તેનો ખુલાસો કરી આપવામાં આવશે. ખુલાસો કરતી વખત ખુલાસો થએથી તે કન્યાને વર તરફથી જે ધરેણાં દાગીના ચડાવ્યા હશે, તથા દેચ પેટે અગાઉથી કાંઇ રોકડ અવેજ લીધો હશે, તેમાંથી ગળવ-

નના રૂ૨૬) છવીશ કાપી લઇ બાકીનું વરવાળાને પાછું આ-પવું પડશે. તેમજ કન્યાનું મૂકાણ કરાવ્યા બાબત કન્યા વાળાએ ન્યાતના ધર્માદામાં રૂ. ૨૫) પચીશ આપવા પડશે. અને તે પ્રમાણે આપ્યા શીવાય ખુલાસો થઇ શકશે નહીં. તેમજ બીજે ઠેકાણે કન્યાને આપી શકા-શે નહીં.

૧૯. એક ઠેકાણે કન્યાનું વેશવાળ કર્યા છતાં તેને કોઇએ બીજે ઠેકાણેથી દેવી નહીં તેમ કોઇએ લેવી નહીં. એમ ન્યાતે ઠરાવ્યું છે. તેમ છતાં જો બીજે ઠેકાણે વેશવાળ કરશે તો તે વાત ન્યાતને માલૂમ પડેથી તે ક-ન્યાને બીજે ઠેકાણે આપેલી ન્યાતથી છોડાવવામાં આવશે. અને તે છોડશે નહીં ને પરણશે તો, બંને તરફવાલા-ને ન્યાત બહાર મુકવામાં આવશે.

૨૦. કન્યાનું વેશવાળ કરેલું છતાં વર તરફથી આ ધારામાં ઠરાવ્યા પ્રમાણેનું ઘરેણું તથા લૂગડાં તથા દેચ આપતાં છતાં કોઈ માણસ વિના કારણે લાંબી મૂદત સુધી અટકાવી રાખી પરણાવશે નહીં તો તે ન્યાતનો ગુન્હેગાર ગણાશે.

૨૧. સગી ફુઇની દીકરી સાથે કોઇ માણસ આ-

પણી ન્યાતમાં સગાઈ કરી પરણે છે. તે ઘણો અધર્મ છે. માટે હવેથી કોઇ માણસે ફુઇની દીકરી સાથે સગાઇ કરવી નહીં એમ ન્યાતે ઠરાવ્યું છે; તેમ છતાં જો કોઇ એવી સગાઇ કરશે તો તેવી કન્યા આપનાર તથા લાવનાર બંને તરફવાળા ન્યાતના ગુન્હેગાર ગણાશે.

૨૨. વીવાહ થતી વખત કન્યાવાળો ગરીબી સ્થીતીમાં હોયતો વરવાળાએ જાનમાં એક ગાડું ને એક ઘોડું અને દશ માણસ લઇ જવાં; અને કન્યાવાળો સાધારણ સ્થિતીનો માણસ હોય અને બોલી કરેતો ત્રીશ માણસ ચાર ઘોડાં અને ત્રણ ગાડાં સુધી લઇ જવું; તેથી વધારે કોઇએ લઇ જવું નહીં. પણ બોલી નહીં કરી હશે તો વરવાળાની મરજી પ્રમાણે જાન લાવવાને આ ધારાથી હરકત નથી.

૨૩. વેશવાળ કરેલી કન્યાનો ખૂલાસો થયા શીવાય તેને કોઇ માણસ બીજે ઠેકાણે વેશવાળ કરી પરણાવશે, તથા તેને કોઈ પરણશે, તો બંને તરફવાળા માણસો ન્યાતના મોટા અપરાધી ગણાતાં તેઓને પાંચ પાંચ વરસ સુધી ન્યાત બહાર રહેવું પડશે; તેમજ કન્યાને ચડાવેલું ઘરેણું તથા દેચ પેટે લીધેલો અવેજ કન્યાવા-

ળાએ પ્રથમના વરને, તથા રૂ૫૦૦) પાંચસેં ન્યાતના ધર્માદામાં આપવા પડશે. અને કન્યા લાવનાર વરે રૂ૪૦૦) ચારસેં પ્રથમના વરને વેશવાળ કરેલાના હક બદલની નુકશાનીના, તથા રૂ૫૦૦) પાંચસેં ઉપરાંત ન્યાત ઠરાવે તેટલી રકમ સુધી ન્યાતના ધર્માદામાં આપવું પડશે. તે શીવાય ન્યાતમાં લીધામાં આવશે નહીં.

૨૪. વેશવાળ કરેલી કન્યાનો પ્રથમનો વર ગુજરી જતાં એ કન્યાને જે ગામમાં પ્રથમના વરનાં માવીતર રહેતાં હોય તે ગામમાં કોઇએ લેવી દેવી નહીં; તેમજ તેજ ગામમાં નવા વરે બીજે ગામેથી આવી એ ગામમાં રેણાક કરી રહી કોઈએ વીવાહ કરવા નહીં. તેમ છતાં ગુજરી ગએલા વરનાં માવીતર જે ગામમાં રહેતાં હશે, તેજ ગામમાં પાછી ફરેલી કન્યાને કોઇ દેશે કે કોઇ લાવશે, તેમજ એજ ગામમાં પરણતી વખત આવી રહેણાક કરી રહી પરણશે કે પરણાવશે તો તે બંને તરફવાળા ન્યાતના ગુન્હેગાર ગણાશે.

૨૫. આપણી ન્યાતમાં જેના ઘરની દીકરી જે લાવેલ હોય તેજ ઘરની પાછી ફરેલ વહુ તેણે તથા પાંચમી પેઢી સુધી કોઇએ લાવવી નહીં એમ ન્યાતે ઠરાવ્યું.

છે. તેમ છતાં ઉપર મુજબ કોઇ લાવશે કે દેશે તો તે બંને ન્યાતના ગુન્હેગાર ગણાશે. પણ પાંચમી પેઢી ઉપરાંતનાને લેવા દેવાને હરકત નથી.

## બાબ બીજો.

### લગન સંબંધી બાબત.

૨૬. વીવાહની બાબતનું દેચ ન્યાતરીત પ્રમાણેના રૂ૧૦૦) સમજવા.

૨૭. વેશવાળ કરતી વખતે કોઇએ લેવા દેવાની કાંઇ બોલી ચાલી કરેલી નહીં હશે, અને વીવાહ થતી વખતે લેવાનું કાંઇ કહેશે, તો દેચના રૂ૧૦૦) તથા તે શીવાય આ ધારામાં લખ્યા મૂજબની ન્યાતારીત મળી શકશે. તેથી વધારે કોઇ પણ બાબતમાં મળી શકશે નહીં. તેમ છતાં કોઇ વીવાહની વખતે અટકાવ કે હરકત કરીને જાસ્તી લેશે તો, જાસ્તી લીધેલી રકમ તેને ન્યાતના ધર્માદામાં આપવી પડશે અને તે નહીં આપશે તો ન્યાતને માલુમ પડેથી એ રકમ આપતાં સુધી તેણે ન્યાત બહાર રહેવું પડશે.

૨૮. વીવાહની વખતે કોઇ કન્યાવાળાને ન્યાતરીત લેવાની હશે તો, અથવા ન્યાતરીત પ્રમાણે દેવા

લેવાની બોલી કરી હશે તો, દેયના રૂ૧૦૦) તથા મોટી જોડનાં લૂગડાં આપેલાં નહીં હશે તો, તે લૂગડાંમાં રેશમી ધાટ નંગ ૧, તથા ચુંદડી નંગ ૧ તારાળી, તથા ચણીયો નંગ ૧ રેશમી, તથા કાપડું નંગ ૧ રેશમી, એ પ્રમાણેનાં લૂગડાં અગર તેની કિંમતના રૂ૨૫) તથા બીજી પરચુરણ બાબત નીચે મુજબ લેવી દેવી.

૨) સામૈઆના. ૨) પાણી છંટામણના.
૨) ચુંદડીને છેડે બાંધવાના ૨) કન્યાનું મોં જોયાના.
૨) માયરાની થાળીના. ૨) કન્યાનું માથું ગુથ્યાના.
૨) છાબમાં મુકવાના. ૨) તરવારની ગોઠના.

એ રીતનાકુલ રૂા.)માંથી રૂ૧૦) વરને સાળુ પાધડીના વાળી આપતાં બાકીના લેવા દેવા દેવા.

૨૯. લગ્નની વખતે વરવાળાએ કન્યાને નીચે મૂજબ આપવું પડશે.

૧ ધાટ ૧ રેશમી. ૨ ચુંદડી ૧ તારાળી રેશમી.
૩ ચણીયો ૧ રેશમી. ૪ કાપડું ૧ રેશમી તુઇ મુકેલું.

એ પ્રમાણેનાં લૂગડાં કિંમત રૂ૩૦)થી રૂ૪૦) સુધીનાં તથા બલોયાં બે દાંતનાં આપવાં.

ઉપર મુજબ આપવું લેવું તે ન્યાતના ધારા પ્રમાણે છે. પણ તેથી વધારે કોઇએ લેવું દેવું નહીં.

૩૦. વર કન્યા ચોરીએ ચડી ઉતર્યા પછી આપણી ન્યાતમાં કંસાર પીરસવાનો ચાલ છે, તે કંસારમાં પાંચ શેર પાકા ઘી નાંખવું; અને તેમાં સમાય તેટલી ખાંડ તથા લોટ નાંખવો. તેથી વધારે કોઇએ નાખવું નહીં.

૩૧. વીવાહનું કામ પુરૂં થઇ રહ્યા પછી કન્યાને સાસરે વળાવતી વખતે માઇમાટલું આપવાનો ચાલ છે તે માઇમાટલું કન્યાવાળાની મરજી પ્રમાણે ત્રાંબા કે પીતળનું આપવું અને તેમાં આશરે અર્ધમણ પાકા સુધી ભાર નાખવો.

૩૨. વીવાહના લગવાનીઆ વરવાળાએ ચુકાવવાનો રીવાજ છે તે બાબત નીચે મુજબ આપવું.

૧૦ ગોરને દાપાના તથા પરચુરણ બાબતના માયરૂં તથા ચોરીના થઇને આપવા.

૧ થી ૨ સુધી દરજીને કન્યાનાં લુગડાં શીવ્યા બાબતના.

૦ાા લુવારને દીવાનો. ૧ાા સુતારને બાજોઠનો.

૨ રસોયાને. ૨ કામારીને.

૨ વાળંદને ચાકરીના.

કુંભારને ચોરીનું અર્ધ વરવાળાએ તથા અર્ધ કન્યા-વાળાએ આપવું. ગામ ઝાંપો તથા ધરમાદો જ્યાં જેવો લેવાનો હોય તેવો વરવાળાએ ચુકાવવો.

ઉપર મુજબથી કોઇએ વધારે અપાવવું નહીં તેમ આપવું નહીં.

૩૩. કોઈ કન્યાને એક ઠેકાણે પરણાવેલી અથવા ધરધાવેલી છતાં તે કન્યાને કોઇએ જીવતે ધણીએ બીજે ઠેકાણે આપવી નહીં તેમ કોઇએ ઘરમાં લાવવી નહીં.

૩૪. જીવતે ધણીએ કોઇ ઓરતને બીજે ઠેકાણે દેશે અથવા કોઇ લાવશે તો તે બંને ન્યાતના મોટા અપરાધી ઠરશે. અને તેઓના એવા અપરાધ બદલ તે-એનો દશ દશ વરસ સુધી ન્યાત બહાર રાખવામાં આ-વશે. અને પ્રથમના વરને તેની ઓરત પાછી સોંપવી પડશે. અગર રૂ ૫૦૦) પાંચસેં ઉપરાંત ન્યાત ઠરાવે તેટલી રકમ પ્રથમના વરને નુકશાનીના આપવા પડશે. તથા રૂપૈઆ પાંચસેં ઉપરાંત તેણે ન્યાતના ધર્માદામાં આપવા પડશે અને રૂપીઆ પાંચસેં ઉપરાંત ન્યાત ઠરાવે તે રકમ ઓરત આપનારાએ ન્યાતના ધર્માદામાં આપવી પડશે અને તે આપતાં સુધી બંને તરફવાળાને ન્યાત બહાર રાખવામાં આવશે.

૩૫. પ્રથમના વરને ખુશી હશે તો બીજે ઠેકાણે ગએલી ઓરતો પોતાને કબજે લઈ શકશે. અથવા તેની મરજી નુકસાનીના રૂપૈઆ લેવાની હશે તો તે બાબતમાં ન્યાત જેટલા રૂપૈઆ આપવાનો ઠરાવ કરશે તે પ્રમાણે મળી શકશે. તે લાવનારે આપવું પડશે.

૩૬. પરણેલી અથવા ધરવેલી ઓરતને તેનો ધણી કોઇ કારણથી ઓરતની મરજીથી લખીતવાર ન્યાતની રૂબરૂ છુટા છેડા કરશે તો તે થઇ શકશે પણ તે બાબતમાં વરને કે ઓરતને કાંઇ પણ મળશે નહીં પણ ઓરતની મરજી શીવાય છુટા છેડા થઈ શકશે નહીં.

૩૭. કોઇ માણસ હવેથી આ ધારામાં લખ્યા કરતાં વધારે રૂપીઆ લેશે દેશે તો વધારે લેનાર તથા દેનાર માણસો ન્યાતનો ધારો ત્રોડયાના ગુન્હેગાર થશે. અને વધારે લીધેલી રકમ જે હશે તે કન્યાવાળાએ પોતાના અપરાધ બદલ ન્યાતના ધર્માદામાં આપવી પડશે અને તે પ્રમાણે જે માણસ નહીં આપે ત્યાંસુધી તેણે તથા તેનાં ભેગા રહેનાર માણસોએ ન્યાત બહાર રહેવું પડશે. તેમજ વરવાળાએ જાણી બુજીને જાસ્તી આપેલી રકમના સેંકડે પચીશ ટકા પ્રમાણે રૂપૈઆ ન્યાતના ધર્મા-

દામાં આપવા પડશે. અને તે પ્રમાણે તે જો નહીં આપશે તો તે આપતાં સુધી તેને તથા તેના ભેગા રહેનાર માણસોને ન્યાત બહાર ગણવામાં આવશે.

૩૮. કોઇ કન્યાને પરણાવેલી કે ધરઘાવેલી છતાં તેનાં માવીતર કે વાલી વારસો વગર કારણે જાણી બુજીને સાસરે નહીં મોકલે તો તેને ન્યાત બહાર મૂકવામાં આવશે અને જયારે તે ઓરતને સાસરે વળાવશે ત્યારે તેને ન્યાતમાં લીધામાં આવશે.

૩૯. કોઇ માણસ પરણેલો કે ધરઘેલો છતાં વગર કારણે જાણી બુજીને પોતાની ઓરતને પોતાને ઘેર તેડશે નહીં અગર તેને ખોરાકી પોશાકી આપશે નહીં તો તે ધણીને ઓરતને તેડતાં સુધી અથવા ખોરાકી પોશાકી આપતાં સુધી ન્યાત બહાર મુકવામાં આપશે.

૪૦. આપણી ન્યાતમાં જાનને રજા આપતી વખતે વરના માવીતર વીગેરેને કન્યાવાળા તરફથી પેહેરામણી આપવાનો ચાલ છે. પણ તે પહેરામણી કન્યાવાળાની મરજી પ્રમાણે કરવામાં આવશે.

૪૧. એક ઠેકાણે પરણાવેલી ઓરત તેને બીજા કોઇએ ધરમાં લાવવી નહીં. ને જો કોઇ લાવશે તો તેણે.

એ ઓરતને પ્રથમના ધણીને પાછી સોંપવી પડશે. અને જો તે પાછી નહીં સોંપે તો આપનાર તથા લેનારને ન્યાત બહાર મુકવામાં આવશે. અને આ ધારામાં લખ્યા પ્રમાણેની ન્યાત તરફથી શીક્ષા થશે.

૪૨ પરણેતર થયા પછી કોઇની દીકરી ગુજરી ગઇ હશે તો તેનો કરેલો કરીઆવર હવેથી કોઇને પાછો મળશે નહીં. કેમકે પાછો લેવાનો ચાલ ન્યાતે બંધ કર્યો છે.

૪૩ જે ગામમાં વરકન્યાનું પરણેતર થાય તે ગામની ન્યાતના ધર્માદામાં વરવાળાએ રૂ. ૨) બે અને કન્યાવાળાએ રૂ. ૧) એક મુજબ આપવું પડશે.

## બાબ ત્રીજો.

### આણું પરીયાણાંની બાબત.

૪૪ પરણેલી દીકરીનું દીવાળીનું આણું વળાવે ત્યારે દરજીને વરવાળા એ રૂ. ૨) અંકે બે આપવા.

૪૫ પરણેલી દીકરીનું કરીયાવરનું આણું વળાવે ત્યારે વરવાળાએ નીચે મુજબ આપવું.

દરજીને લુંગડાં શીવ્યા બાબતમાં રૂ. ૫) થી રૂ. ૧૦) સુધી ઉપરાંત શીવરામણ ઉપર કીંમત જોઇને આપવું. પણ રૂ. ૧૫) થી

વધારે કોઇએ આપવું કે અપાવવું નહીં. વહુને વરવાળાએ કાપડું ૧ રૂ. ૫) થી તે રૂ. ૧૦) સુધીનું ને તે શીવાય ઓઢવાનું લુગડું નંગ ૧ રેશમી અથવા તે બદલ હેમ ગદિ. ૨ બે અગર તેની કીંમતના રૂ. ૨૦) વીશ આપવા.

ઉપર મુજબ આપવું તે ન્યાતના ધારા પ્રમાણે છે. તેથી વધારે કોઇએ આપવું કે લેવું નહીં. તેમ કોઇએ અપાવવું નહીં.

## બાબ ચોથો.

### વીધવા થએલી ઓરતનું લખાણું કરવા તથા તેને ઘરઘાવવાની બાબત.

૪૬ જે ઓરતનો ધણી ગુજરી ગયો હશે અને તે ઓરતને ઘરઘાવવાની ખુશી હશે તો ધણી મરી ગયાની તારીખથી બાર માસ વીત્યા પછી તે ઓરતનું લખણું થઇ શકશે. પણ તે મુદત અગાઉ લખણું થઇ શકશે નહીં.

૪૭ વીધવાના માવીતર તેનું લખણું કરાવી આપવા ન્યાત પાસે અરજ કરેથી ગુજરી ગએલા વરના

વાલી વારસને ન્યાતે લખણું કરી આપવા બોલાવેલ છતાં તે વગર કારણે હાજર થશે નહીં, અથવા હાજર થઇ ન્યાતનું કહેવું માનશે નહીં, તો ન્યાતની પરવાનગીથી વીધવાને બીજે ઠેકાણે ઘરઘાવી દેવામાં કોઇનાથી હરકત થઇ શકશે નહી.

૪૮ બાર મહીના થઇ ગયા પછી વીધવાના માવીતરે ન્યાતને અરજ કરેથી લખણું કરાવી આપવામાં આવશે.

૪૯ ન્યાતે લખણું કરતી વખત મરનાર વરવાળા પાસેથી વીધવાના માવીતરે દેચ બાબતની જે રકમ લીધી હોય તે રકમ ઉપર સુરત રાખી રૂ. ૧) ના રામ ૧૧) અગીઆર પ્રમાણે મરનાર વરના વાલી વારસને અપાવવાનો ઠરાવ કરવો. અને રૂ. ૧) એક રામ ૨) બે મુજબ ન્યાતના ધર્માદામાં આપવાનો ઠરાવ કરવો. તેથી વધુ ઘટુ રકમ કોઇએ ઠરાવવી નહીં. ને વેલના તથા ધર્માદાના રૂપીઆ આપી લખણાનો કાગલ લીધા બાદ ઘરઘરણું થઇ શકશે. તે અગાઉ ઘરઘરણું કોઇએ કરવું નહીં.

૫૦ વીધવાનું લખણું થયા શીવાય તેમજ લખણું થયા પછી વેલ અને ધર્માદાના રૂપીઆ આપ્યા શી-

વાય કોઇ ઓરતને કોઇએ ઉભનોરી ઘરઘાવવી નહીં. તેમજ કોઈએ ઘરઘવું નહીં. તેમ છતાં એવી ઓરતને કોઈ ઘરઘાવશે કે કોઇ ઘરઘશે તો તે બંને ન્યાતના ગુન્હેગાર ગણાશે. અને તે બદલ તેઓને તથા તેમની ભેગાં રહેનારાં માણસોને અમુક વરસ સુધી ન્યાત બહાર મુકવામાં આવશે. બાદ વેલ તથા ધર્મોદાના રૂપીઆ આપશે, તથા અપરાધ બદલ એટલે લખાણું થયા વગરનું હશે તો રૂ. ૧૦૦) સો મુજબ તથા લખાણું થયું હશે તો રૂ. ૫૦) પચાસ મુજબ ઘરઘાવનાર તથા ઘરઘનાર જ્યારે આપશે ત્યારે તેઓને ન્યાતમાં લીધામાં આવશે ત્યાં સુધી તેઓને ન્યાત બહાર રહેવું પડશે.

૫૧ વેલ બાબત લખાણું થતી વખતે ચાર શાખ તથા ચાર ગામની વરખ ન્યાતે વીચારીને લખવી. તેથી વધારે શાખ કે વરખ કોઇએ લખવી નહીં.

૫૨ જે ગામ તથા શાખની વરખ લખી હશે તે વરખ ત્રોડીને વિધવાને કોઇ ઘરઘાવશે અથવા ઘરઘશે તો તેઓ બંને ન્યાતના અપરાધી ઠરશે. અને તે અપરાધ બદલ ઘરઘાવનારે રૂ. ૭૫) તથા ઘરઘનારે રૂ. ૭૫) ન્યાતના ધર્મોદામાં આપવા પડશે. અને તે પ્રમાણે ધર્મોદો

નહીં આપે તો તે આપતાંસુધી તેઓને તથા તેઓની ભેગાં રહેનારાં માણસોને ન્યાત બહાર મુકવામાં આવશે.

પ૩ વીધવાને ઘરઘનાર તથા તેના ઘરનાં માણસો સાથે તે ઓરતના પ્રથમના મરનાર વરવાળાના ઘરનાં માણસો બાંતારો રાખી શકશે પણ ઘરઘનારના જુદા રહેનાર પીતરાઇઓ સાથે બાંતારો રહેશે નહીં. તેમજ દીકરીનાં માવીતર સાથે બાંતારો રહેશે નહીં.

પ૪ વીધવાની મરજી હશે તોજ ઘરઘરણું થઇ શકશે. પણ ફરજંદવાળી ઓરતનું ફરજંદ પાંચ વરસની ઉમરનું થયા શીવાય કોઇએ ઘરઘરણું કરવું નહીં. ને તેની અંદર ઘરઘરણું કરશે તો તે ન્યાતના ગુન્હેગાર ગણાશે.

પપ વીધવાને જેના મરનાર ધણીનો વારસો મળ્યો હશે અથવા તે વીધવાની વેલ બાબતનો જે હક ધરાવતો હશે તેણે વીધવાને દાણા લૂગડાં તથા રહેવાનું ઘર, ઘરનું હશે તો તેમાં રહેવાને, અગર ભાડે લીધેલું ઘર આપવું પડશે. અને તે પ્રમાણે દાણા લૂગડાં ને રેહેવાને ઘર નહીં આપશે અથવા અણબનાવનેલીધે એ પ્રમાણે વીધવાને લેવાની મરજી નહીં હશે તો તે બદલ દર માસે રૂ. ૪) ચાર પ્રમાણે મરનારના વારસે આપવું પડશે. અને નહીં આપે તો તે ન્યાતનો ગુન્હેગાર ગણાશે.

૫૬ વીધવાને ઘરઘાવવામાં આવે ત્યારે ઘરઘાવનારે વેલ સુધાંત રૂ. ૪૦૦) ચારસે સુધી લેવા ને ઘરધનારે દેવા. પણ તેથી વધારે રકમ કોઇએ લેવી દેવી નહીં, એમ ન્યાતે ઠરાવ્યું છે. તેમ છતાં જો કોઇ વધારે રકમ લેશે કે દેશે તો તેઓ બંને તરફવાળા ન્યાતના ગુન્હેગાર ગણાશે. અને વધારે લીધેલી તમામ રકમ લેનારે ન્યાતના ધર્માદામાં આપવી પડશે. અને વધારે આપેલી રકમના આપનારે સેંકડે પચીશ ટકા પ્રમાણે ન્યાતના ધર્માદામાં આપવા પડશે. અને તે નહીં આપે ત્યાંસુધી તેઓને ન્યાત બહાર રાખવામાં આવશે.

૫૭ જે ગામમાં કોઇ ઓરતની સાથે ઘરઘરણું કરવામાં આવે ત્યારે તે ગામની ન્યાતના ધર્માદામાં વરવાળાએ રૂ. ૨) બે અને ઓરતવાળાએ રૂ. ૧) એક મૂજબ આપવું પડશે.

## બાબ પાચમો.

### એક સ્ત્રી જીવતી છતાં તે ઉપર બીજી સ્ત્રી ક્યારે થઈ શકે તે વિષે.

૫૮ કોઇ કારણ સર એક સ્ત્રી જીવતી છતાં તે ઉપર બીજી સ્ત્રી કોઇને કરવાની જરૂર હોય તો તે અ-

ગાઊ પ્રથમની સ્ત્રીની મરજી હોય તો તેને રહેવાના આશરાના ઘરનો તથા ખોરાકી પોશાકીનો પ્રથમથી બંદોબસ્ત કરવો. અગર તે સ્ત્રીને ભેગું રેહેવાની મરજી હોય તો તેમ, અગર નહીં તો તેને જુદું રહેવાનો વિચાર હોય તો તે સ્ત્રીને રહેવાને ઘરનું ભાડું તથા ખોરાકી પોશાકી સારૂ સારા અને આબરૂદાર માણસે દર મહીને રૂ ૫) પાંચ પ્રમાણે અને સાધારણ માણસે દર મહીને રૂ ૪) ચાર પ્રમાણે આપવાનો બંદોબસ્ત કર્યા બાદ બીજી સ્ત્રી થઇ શકશે. તે શીવાય થઇ શકશે નહીં.

૫૯ કોઈ માણસે બીજી સ્ત્રી કરેલી છતાં પ્રથમની સ્ત્રી તે વખતમાં ભેગી રહેતી હોય પણ તે પછી એક બીજાને અણબનાવ થતાં જે સ્ત્રી જૂદુ રહેવાને કહેતી હોય, તેને સારૂ તેના ધણીએ રહેવાને ઘર તથા ખોરાકી પોશાકી આપવી. અને તે પ્રમાણે તે સ્ત્રીને ઠીક પડે નહીં તો પછી ઉપર જણાવ્યા મુજબ તેને દર મહીને આપવું પડશે.

૬૦ કોઇ માણસ બે સ્ત્રી કરશે તેમાંની જે સ્ત્રીને તેનો ધણી રેહેવાનું ઘર તથા ખોરાકી પોશાકી આપશે નહીં તો તે સખ્શ ન્યાતનો ગુન્હેગાર ગણાશે.

## બાબ છઠો.

### પરચુરણ બાબત.

૬૧ આપણી ન્યાતમાં વરેખરે સ્ત્રીઓ તથા પુરૂષો વીગેરે જમવા જાય છે તે વેળા પોતાની ભૂખ કરતાં વધારે લઇને એઠું મુકે છે તેથી કારજવાળાને બહુ નુકશાન પહોંચે છે. તે સારૂ એ ચાલ ન્યાતે બંધ કર્યો છે. વાસ્તે હવે પછી જમવા જાનારાઓએ જેટલું પોતે ખાઇ શકે તેટલું લેવું. અને એઠું મુકવું નહીં.

૬૨ વરસ ૧૬ સોળ ઉપરાંતનું કોઇ માણસ વરેખરે જમવા જતાં એઠું મુકશે તો ન્યાતનો ધારો ત્રોડયાનો ગુન્હેગાર ગણાતાં તેણે ન્યાતના ધર્માદામાં ચાર આના આપવા પડશે ને સોળ વરસની અંદરના માણસને માફી છે. પણ તેવી વયના માણસને ઘરના માણસે ભળામણ કરવી કે ખાઇ શકે તેટલું લઇ એઠું મુકવું નહીં.

૬૩ આપણી ન્યાતમાં કોઇકોઇ માણસ પરાઇ ન્યાતનો હુકો પીએ છે તથા પોતાની નડે પાય છે તેમજ ભાણે ખવરાવે છે અને ખાય છે તે ઘણુંજ અઘટીત છે. કેમકે તેથી ભ્રષ્ટવાડો થાય છે. માટે એ રીત આજથી

ન્યાતે બંધ કરી છે. વાસ્તે હવેથી કોઈ ન્યાતીલાએ ઉપર મુજબ વર્ત્તવું નહીં. અને વર્ત્તશે તો તે ન્યાતનો ગુન્હેગાર ગણાશે. અને તે બદલ એક વખતને માટે રૂ૫) પાંચ ન્યાતના ધર્માદામાં આપવા પડશે. અને ફરી વખત એવો ગુન્હો કરશે તો તેને સારૂ ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે શીક્ષા કરશે. પણ બીજી નડે હુકો પાવામાં છૂટ છે.

૬૪ અભક્ષ વસ્તુનો કોઈ માણસ ભક્ષ કરશે, અથવા પોતાથી હલકી કોમની સ્ત્રીને કોઇ ઘરમાં રાખશે તો તેને ન્યાત બહાર મૂકવામાં આવશે. અને તે બાબતમાં ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે પકકી શીક્ષા કરવામાં આવશે.

૬૫ જે માણસે ન્યાત વિરૂદ્ધ કામ કરેલાં છે તેઓને ન્યાતે પ્રથમ ન્યાત બહાર મુકેલા છે. તથા હવે પછી જેને નાત બહાર મુકવામાં આવે તે નાતમાં આવતાં સુધી તેની સાથે કોઇ માણસે કોઇ પ્રકારનો વ્યહવાર કરવો નહીં. તેમ છતાં નાત બહાર મુકેલા માણસ સાથે કોઇ વ્યહવાર કરશે તો તેને પણ નાત બહાર મુકવામાં આવશે. અને તે બાબતમાં નાતને યોગ્ય જણાયા પ્રમાણે શીક્ષા કરશે.

૬૬ આપણી નાતમાં જ્યાં જ્યાં એકથી વધારે તડ હોય ત્યાંના તમામ તડવાળાનો એક મત થયા શીવાય નાત બહાર થએલા માણસને બીજા તડવાળાએ નાતમાં લેવો નહીં. એમ નાતે ઠરાવ્યું છે. તેમ છતાં કોઇ હવેથી એ પ્રમાણે નાતમાં લેશે તો તેઓ નાતના ગુન્હેગાર ગણાતાં નાતમાં લીધેલો મંજુર ગણાશે નહીં. માટે જ્યાં એકથી વધુ તડ હોય ને બધા તડવાળા ભેળા થતા ન હોય ત્યાં એવા કામનો નીકાલ બધા ભેળા થઇ એકમત થયા શીવાય થઇ શકે નહીં. ને કોઇ નીકાલ કરશે તો તે મંજુર રહેશે નહી. ને એવી બાબતમાં કોઇને અડચણ આવે ત્યારે મહુવાની ન્યાતથી ખૂલાસો થશે.

૬૭ જ્યાં એકથી વધારે તડ હોય ત્યાંના સર્વે તડવાળા ભેળા થઇને એકમતથી જે કામોનો નીકાલ કરશે, અથવા જે ગામમાં એકજ તડ હશે અને ત્યાંના આઠ શાખના નાતીલા મળી શકશે તો ત્યાંની ન્યાત, અથવા જે ગામમાં આઠ શાખના મળી શકે નહીં તો પાંચ ગામના ત્રાહેત આઠ શાખના માણસો ભેળાં થઇને જે કામનો ફેંસલો કરશે તે ફેંસલો નાતે કર્યો ગણાશે. અને તે પ્રમાણે કરેલો ફેંસલો મંજુર ગણાશે; પણ તે

ફેંસલો આ ધારાને આધારે કરેલો હોવો જોઇએ. તે શીવાય બીજી રીતે કોઇ ફેંસલો કરશે તો તે સર્વે નાત મંજુર રાખશે નહીં.

૬૮ જે ગામોમાં અસલથી તે હાલ સુધી ન્યાતના હરેક કામનો નીકાલ કે ફેસલો કરવામાં આવે છે તેજ ગામોમાં તથા જ્યાં હરેક પ્રસંગે ન્યાત ભેળી થએલી હશે ત્યાં હરેક કામનો નીકાલ કે ફેંસલો ઉપરની બેકલમમાં લખ્યા મુજબ થશે તે મંજુર ગણાશે.

૬૯ આધારામાં લખેલી કોઇ બાબત દરબાર સરકારને કાયદાથી ફરીયાદ સાંભળવાની જે સત્તા છે તે પ્રમાણે ફરીયાદ કરવાને પણ કોઇને આ ધારાથી પ્રતીબંધ નથી, પણ છુટ છે.

૭૦ આ ધારો અમલમાં લાવવાની તારીખ અગાઉ જુના કામોને માટે ફરીયાદની તારીખથી તે અગાઉ બાર વરસ સુધીની ફરીયાદ ન્યાત સાંભળી શકશે. તેમજ આ ધારો અમલમાં લાવવાની તારીખ પછી જે કામો ધારાવિરૂદ્ધ થશે તેને માટે ફરીયાદ કરવાનું કારણ ઉત્પન્ન થયાની તારીખથી જો દસ્તાવેજની રૂઇએ ફરીયાદ હશે તો બાર વરસ સુધીમાં, અને મોહોડાની રૂઇ-

એ ફરીયાદ હસે તો પાંચ વરસ સુધીમાં, ફરીયાદ ન્યાતમાં સંભળાશે. તેથી વધારે મુદતની ફરીયાદ સાંભળવામાં આવશે. નહીં.

૭૧ કોઇ માણસ સદરહુ મુદતમાં ફરીયાદ નહીં કરી શકવાનું વ્યાજબી કારણ બતાવશે અને તે માન્ય કરવા લાયક હશે તો તેવે પ્રસંગે ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે મુદતનો લાભ આપી ફરીયાદ સાંભળવામાં આવશે.

૭૨ હરેક ગામમાં એકથી વધુ ન્યાતીલા રહેતા હોય ત્યાં કોઈએ એક બીજાની અદાવત કરી કોઇની આબરૂને ધકો લાગે એવું કોઇએ બોલવું નહીં. તેમજ એવું કૃત કોઇએ કરવું નહીં. તેમ છતાં કોઇની આબરૂ તે તોડશે તો તે ન્યાતનો ગુન્હેગાર ગણાશે. ને એ બાબતમાં ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે શીક્ષા કરશે.

૭૩ આપણી ન્યાતમાં બહાર ગામથી આવેલા પરોણાને તે ચાલતી વખત કોઈ ભાતું નાખે છે ને તે ભાતું નાખનાર દરેક જણને રૂ. ૦ાા અરધો આપવાનો રીવાજ છે. તે હવેથી ન્યાતે બંધ કર્યો છે. માટે તે પ્રમાણે કોઇએ રૂા. અરધો દેવો લેવો નહીં. એમ ન્યાતે ઠરાવ્યું છે.

૭૪ આ ધારામાં જરૂર પડતી વખતે કાંઇ ફેરફાર કરવાનું તથા સુધારવાનું કામ સર્વે ન્યાતીલાઓએ મહુવાની ન્યાતને સોંપ્યું છે. માટે મહુવાનીન્યાત જરૂર પડતી વખતે ફેરફાર કરશે કે સુધારશે તે પ્રમાણે મંજુર રાખવામાં આવશે.

સંવત ૧૯૪૨ નાં પોશ વદ ૧૩ સોમવાર તા. ૧-૨-૮૬.

## હાલ સુધીમાં જે માણસોએ ન્યાત વિરૂદ્ધ કામો કરેલાં છે તે બાબત ન્યાતે કરેલો ઠરાવ.

આપણી ન્યાતમાં વેશવાળ કરેલી કન્યાઓ તથા પરણેલી ઓરતોની બાબતમાં હાલ સુધી જે માણસોએ ન્યાત વિરૂદ્ધ કામો કરેલાં છે તે બાબત મહુવાના જણ ૧૮ તથા બહાર દેશાવરથી આવેલાં માણસોમાંથી જણ ૧૮ તથા ઉપરની બાબત રાજુલા મધ્યે જે પંચ થએલું તે પૈકીના હાજર થએલા જણ ૧૪ તે પ્રમાણેના માણસોના અભિપ્રાય સાથે બીજા અહીં મહુવામાં હાજર થએલા સર્વ ન્યાતીલાઓનો મત મલતો

આવવાથી સર્વેના એક મતથી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે.

૧ જે ઓરતનો પરણેલો ધણી જીવતો છતાં તેવી ઓરતને જણે બીજાને આપી હોય તથા જે માણસ ઘરમાં લાવ્યો હોય તે બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

પ્રથમના વરને પોતાની ઓરત પોતાને કબજે લેવાની ખુશી હોય તો કબજે લેવી તથા તે ઓરત પાસે કાંઇ દાગીનો રહ્યો હોય તો તે પ્રથમના વરને મળે અને કબજે લેવી ન હોય તો નુકશાનીના રૂ. ૨૭૦) ઓરત લાવનાર પ્રથમના વરવાળાને આપે તથા લાવનાર માણસ ન્યાતના ધર્માદામાં રૂ. ૮૫) આપે અને આપનાર માણસ નાતના ધર્માદામાં રૂ. ૭૫) આપે.

૨ પરણેલો માણસ ગુજરી જતાં તેની ઓરતનું ન્યાત શીરસ્તે લખાણું કરાવ્યા શીવાય તેવી ઓરતને કોઇએ બીજાને આપી હોય અથવા જે માણસ લાવ્યો હોય તે બાબત નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

ગુજરી ગએલા વરના વાલી વારસને વેલ-

ના રૂ. ૧૮૫) ઓરત લાવનાર આપે તથા
તે લાવનાર રૂ. ૮૫) નાતના ધર્માદામાં
આપે અને આપનાર માણસ નાતના ધ-
ર્માદામાં રૂ. ૭૫) આપે.

૩ વેશવાળ કરેલી કન્યાનો વર જીવતો છતાં તેવી કન્યાને કોઇએ બીજાને પોતાની જોરાવરીથી આપી હોય તથા તેને જોરાવરીથી જે માણસ લાવ્યો હશે તે બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ્યું છે. જે ગામમાં કન્યાનાં માવતર રહેતાં હોય તે ગામમાંથી કન્યાને બીજે ઠેકાણે ખેશવી લઇ જઇ પરણાવી હશે તથા પરણવામાં આવી હશે તેનો સમાસ જોરાવરીમાં થાય છે.

પ્રથમના વર તરફથી લીધેલું ઘરેણું તથા
રોકડ અવેજ લીધો હોય તે પ્રથમના વર-
ને પાછું આપવું. ને તે શીવાય તેણે વેશ-
વાળ કરેલાના હક બદલ રૂ. ૧૧૦) એ
કન્યા લાવનાર વરે પ્રથમના વરવાળાને
આપવા. તથા તે લાવનાર માણસ રૂ. ૭૫)
અને આપનાર માણસ રૂ. ૭૦) નાતના
ધર્માદામાં આપે.

૪ વેશવાળ કરેલી કન્યાનો વર જીવતો છતાં તે નહીં પરણતાં કન્યા મોટી થએલી હોવાથી તેવી કન્યાને કોઇએ બીજે ઠેકાણે આપેલી હોય તથા કોઇ લાવ્યું હોય તે બાબતમાં નીચે પ્રમાણે ઠરાયું છે.

પ્રથમના વર તરફથી ઘરેણું તથા રોકડ અવેજ લીધો હોય તે પ્રથમના વરવાળા ને કન્યાવાળાએ પાછો આપવો. અને તે શીવાય પ્રથમના વરને પોતાના વેશવાળ કર્યાના હક્ક બદલ રૂ. ૫૦) લાવનાર માણસ તેને આપે. તથા તે લાવનાર રૂ. ૮૦) અને આપનાર માણસ રૂ. ૫૫) નાતના ધર્માદામાં આપે.

૫ વેશવાળ કરેલી કન્યાનો વર ગુજરી ગયા પછી તેણે ચડાવેલું ઘરેણું તથા આપેલો રોકડ અવેજ પાછો આપ્યા શીવાય તેવી કન્યાને કોઇએ બીજે આપી લીધી હોય તે બાબતમાં નીચે પ્રમાણે ઠરાયું છે.

ગુજરી ગએલા વરના વાલી વારસને તેણે ચડાવેલું ઘરેણું તથા રોકડ અવેજ આપ્યો હોય તે કન્યાવાળાએ પાછો આપવો. અને

તે શીવાય પ્રથમના વરવાળાને વેશવાળ કર્યાના રૂ. ૨૫) કન્યાને લાવનાર માણસ આપે. તથા તે લાવનાર માણસ રૂ. ૫૦) અને આપનાર રૂ. ૪૦) નાતના ધર્માદામાં આપે.

૬ વેશવાળ કરેલી કન્યા પરણાવ્યા અગાઉ અને ફરીયાદની તારીખથી પાંચ વર્ષના દરમીયાંન ગુજરી ગએલી હશે ને તેના વેશવાળની બાબત કન્યાના માવતરને આપેલું ઘરેણું તથા રોકડ અવેજ આપ્યો હશે તે બાબતમાં ન્યાતને યોગ્ય જણાયા પ્રમાણે નીકાલ કરવામાં આવશે.

ઉપર પ્રમાણે શ્રી મહુવા મુકામે નાત ભેળી થઇને ઠરાવ્યું છે. માટે ઉપર લખ્યા પ્રમાણે નાત વિરૂદ્ધ જેણે હાલ સુધી કામ કરેલાં હોય તે જો આ ઠરાવમાં લખ્યા પ્રમાણે નહીં વર્તતાં તેમાં લખ્યા પ્રમાણે સર્વે આપશે નહીં ત્યાંસુધી તેને નાત બહાર રાખવામાં આવશે. અને-જ્યારે આ ઠરાવમાં લખ્યા પ્રમાણે વરતીને તેમાં લખ્યા પ્રમાણે આપશે ત્યારે તેને નાતમાં લીધામાં આવશે.

કોઇ સખ્સ નાતમાં આવવાની અરજ કરીને તે ઠરાવમાં લખ્યા પ્રમાણે આપવાને તૈયાર થાય તો આ ઠરાવમાં લખ્યા પ્રમાણે પ્રથમના વરનો હક તેણે આપતાં નાતના ધર્માદાની રકમ લઇ મહુવાની નાત ઉપર મોક-

લવી. ને તે રકમ મહુવાની નાતને પહોંચેથી મહુવાની ન્યાતના મોટેરા પટેલ મામૈયા પીઠા તથા સોની હરદાસ જસાવાળા તથા સોની ઝાલા માલા તથા સોની વશરામ વસ્તાની સહી સાથેનો કાગળ આવેથી નાતમાં લેવાનું ઠરાવ્યું છે. ને તેમ કરવાનું કારણ કે વખત ન મળે તો આ ઠરાવમાં લખ્યા પ્રમાણે વશુલ કરી મોકલવું. પણ કદી પ્રથમના વરવાળા ઘરેણાં વીગેરે બાબતમાં કાંઇ વાંધો બતાવી તેનો ઠરાવેલ હક તે લે નહીં તો તે કામવાળાને શ્રી મહુવે મોકલવા એટલે તે બાબતનો મહુવાની ન્યાતથી ખુલાસો કરી આપવામાં આવશે.

ન્યાત વિરૂદ્ધ થઇ ગએલા કામોનો નિર્ણય કરી ખુલાસો કરવા તથા ન્યાતનો ધારો બાંધવા વિગેરેના કામસારૂ મહુવાની ન્યાતે ન્યાત ભેળી કરી ઘણો ખર્ચ અને મેહેનત કરેલી છે. તેથી હાલ સુધી ન્યાત વિરૂદ્ધ થઇ ગએલા કામોનો નીકાલ થતાં જે ધર્માદાની રકમ આવે તે લઇ મહુવાની ન્યાત ઉપર મોકલવાનું ભેળા થએલા સર્વે ન્યાતીલાએ ઠરાવ્યું છે.

સંવત ૧૯૪૨ ના પોશ વદ ૧૧ શનીવાર તા૰ ૩૦ મી જાનેવારી સને ૧૮૮૬ ઇસ્વી.

---

સમાપ્ત.